# કચ્છી ભાટીઆ મહાજનને

# અરજ.

કચ્છમાંડવીમાં પોકરણા બ્રાહ્મણોની બ્રહ્મપુરી માટે થયેલી ભાંજગડથી તેમનામાં પડેલાં તડાં—તે ઉપરથી ભાટીયા મહાજનમાં પડેલાં તડો, ને તેને અંગે થયેલી જમણવારોની હકીકત.

લખનાર તથા પ્રકટ કરનાર.

કવિ લક્ષ્મીદાસ પ્રેમજી.

મુંબઈ.

"વર્તમાન તત્વદર્શક પ્રિન્ટિંગ પ્રેસમાં" છાપ્યું.

સંવત ૧૯૫૧ સને ૧૮૯૪.

આ લખાણના અંદર, છીંઢાળ, જોગી, મછીઆરા વગેરે જે શબ્દો આવેલા છે, તે ચોક્કસ અટકોના છે. અણસમજુએ વિશેષણ દાખલ માની અનર્થ કરવો નહિ. લખનાર તથા છપાવનારની મતલબ કોઈને પણ બુરૂં લગાડવાની બિલકુલ નથી, પણ નાતના હિત માટેનાજ ઉભરામાં જે કાંઇ લખાયું છે, તે તરફ દોષ દૃષ્ટિથી નહિ જોતાં સુધારો કરવોને કદી કાંઈ દોષ જણાય તો તેની ક્ષમા કરવી.

## કચ્છી ભાટીઆ મહાજનને અગત્યની સૂચના.



કળિકાળના પ્રભાવે ભરતભુમિમાં ઠામ ઠામ કલેશ કુસંપનો વધારો થતો જોવામાં આવેછે. દેશમાં, ગામમાં, ઘરમાં ને આપસ આપસમાં જ્યાં જોઇશું ત્યાં કલેશ કલેશ ને કલેશ છવાઈ રહ્યો છે. કલેશને લીધે દેશમાં દરિદ્રતા પથરાઈ રહી છે, ને લક્ષ્મીદેવી તથા સુખશાંતિએ આ દેશનો જાણે ત્યાગજ કરયો હોય એવું લાગેછે ! !

ભાટિયા જ્ઞાતિમાં પણ એ કાળાં મોઢાના કુસંપે વાસો કરયો છે. કચ્છના ભાટિયા મહાજનની નાતમાં તથા પુષ્કરણા બ્રાહ્મણોની જ્ઞાતિમાં મોટા પાયાપર તકરારો જાગી છે ! આ તકરારને ઉત્તેજન આપનાર કોઈ શેઠસાહેબ પડદામાં ભરાયલા હોય એમ જણાયછે. શેઠ પટેલોની ફરજ એજ કે નાતમાં થતા બખેડા તોડી પાડવા; સંપ સમાધાનીથી સર્વેનું સારૂં કરવું; નાતના હકો જાળવવા ને નાતની સંપત્તિમાં વધારો કરવો; ઇત્યાદિ. આવી ઉત્તમ કહેણી કરણી ભુલી જઇને શ્રીમંતો તકરારો વધારે ત્યારે તે શ્રીમંતોને શુ શેઠીઆ કહેવા જોઇયે ? પોતાના ખાનગી લાભ સારૂ નાતની સાર્વજનિક મતાનો તેઓ દુરૂપયોગ કરતા કહેવાય છે. તેમના મનમાં અનેક પ્રકારનાં ભયરૂપી ભૂત ભરાયલાં હોવાથી ખરી બાબતમાં પણ ખાર કરે છે ને નાતનું જાણે ન સંતાન વળેછે ! !

કચ્છમાંડવીની અંદર પુષ્કરણા બ્રાહ્મણની જ્ઞાતની બ્રહ્મપુરી નામે જાગીર મોટી કીંમતની છે. તે ત્યાંના એક શેઠ પાસે જુજ રકમમાં ગીરવી હતી. સાંભળવા મુજબ તે મિલકતના પૈસા શેઠને વસુલ થયા છે, તોપણ મિલકત સોંપવાનું મન થતું નથી. તે સંબંધમાં આડકતરી રીતે પ્રપંચ કરી પોકરણાઓમાં તડ પડાવી દીધાં છે! કેટલાક સમજુ ગ્રહસ્થો આવી તકરારો ટુંકી કરવા ચાહેછે, ને

તે વિષે ઘણું ઘણું મથે છે, પણ તેમની ધારણા સ્વાર્થી શેઠો પાર પડવા દેતા નથી! કેમકે જો સમજુતી થઇ જાય તો ઉપલી મિલકત, કે જે ખરી રીતે બ્રાહ્મણોની છે, તે તેમને સ્વાધીન કરવી જોઇયે. તેમજ બીજા ઘણાક ભાઈઓની ઘરમાદા વગેરે અનામત થાપણો જે તેમના સ્વાધીનમાં છે, તેપણ તેમને સોંપ્યા વિના ચાલે નહિ!

દાખલા તરીકે હમણાંજ સ્વર્ગવાસી શેઠ રણછોડદાસ ઓધવજીના પૌત્રનું લગ્ન થતાં તેણે ભાટીઆ મહાજન સમસ્તને જમવાનું આમંત્રણ કરયું હતું. તે બનાવની સામે વિના કારણે નડતર કરી, તડ પાડવા શેઠ કાનજી દ્વારકાદાસ તૈયાર થયા કહેવાયછે. એ ભાંજગડનો ટુંક હેવાલ આ પ્રમાણે છે.

## દોહરો.

સુંઢાળો સુખદા સદા, ગવરિપુત્ર ગણેશ;
સરસ્વતિ કંઠે વસો, ઉરમાં કરી પ્રવેશ. ॥ ૧ ॥
ઓગણીસો પંચાસની, મારગશિર્ષવદિ બીજ;
લાયજાવાળા ભેગા થયા, કરવા કંઈ તજવીજ. ॥ ૨ ॥
દામોદર નર છે ભલો, તડમાં કરસનદાસ;
બારિસ્ટર બહુ લાવિયો, સહુ કાયદે પાસ. ॥ ૩
છભાઇઆ ભેગા મળ્યા, જાણું જૂના શેઠ;
ફોડાઇઆની કંપની, તાણી બાંધી ભેઠ. ॥ ૪ ॥
ભીમાણીની પેઢીએ, જઇ કીધી દરખાસ;
મેહેનત મમલાભા તણી, પીઢિયો નોતો પાસ. ॥ ૫ ॥
ધીર ધર્મસી આવિયો, બહુમત થયા પસાર;
સહુને દેવાં નોતરાં, તેમાં શી તકરાર. ॥ ૬ ॥
એકો થઇને ઊઠિયા, કીધા જે ગોપાલ;
થયાં રસોડાં વાડીએ, બેશ બનાવી માલ. ॥ ૭ ॥
ગોકાને તે નવ ગમ્યું, કરશન થયો ઉદાસ;
ટીડાને તેડાવીઓ, ખુદ ખટાઉ પાસ. ॥ ૮ ॥
સામી દેગ ચડાવીએ, નહિતો જાશે લાજ;

વિવાહ સામું થાય નહિ, અવસર જેવું કાજ. ॥ ૯ ॥
કુડાં કીધાં નોતરાં, એ જાણી કરિ બાદ;
તેનાં સુખતો આગળે, ઝાઝાં કરશો યાદ. ॥ ૧૦ ॥
યજ્ઞસારમાં જુજ ગયા, કોઇ ન પુછે પેર;
વાડીમાં વસ્તી ઘણી, ગાજી આવ્યા ઘેર. ॥ ૧૧ ॥
વિજા શેઠના વંશને, નવ શોભે એ વાત;
ટોપરાણીમાં તિલક તું, ગોવિંદજી તુજ તાત. ॥ ૧૨ ॥
પદવીને પરખી નહિં કયાસ ન કીધો અંગ;
ઓ હંસા તું છોડિ દે, બગલા કેરો સંગ. ॥ ૧૩ ॥
ભલા ભીમજી શેઠનો, તેણે ન કરયો તોલ;
ભરી સભામાં બોલિયો, કરસન કડવો બોલ. ॥ ૧૪ ॥
શેઠ ભલા સાંખી ગયા, રાખી મન ગંભીર;
બ્રાહ્મણ કેરે કારણે, વેર ન કરીએ વીર. ॥ ૧૫ ॥
વિપ્ર વેર નવ વીસરે, ભોરીંગને શિર ઘાવ;
મન વણસેલા માનવી, દુભે કેશે લાવ. ॥ ૧૬ ॥
વૃદ્ધ વૃદ્ધ સ્વર્ગે ગયા, રહ્યો કાનજી એક;
સુલેહ ન કરી નાતમાં, ઉલટી તોડી ટેક! ॥ ૧૭ ॥
કવિજન લખશે કાગળે, વીતી ગઈ જે વાત;
જાણી નહિ કોદી જુદિ, જદુવંશીની જાત. ॥ ૧૮ ॥

શેઠ કાનજી દુવારકાંદાસ શા કારણસર એમ કરે છે, તેનું કેટલુંક અનુમાન ઉપર જણાવ્યું છે. પણ વધારે અપસોસની વાત એ છે કે શેઠ ખટાઉ ગોવિંદજી, કે જે મહાજનના કામકાજમાં શેઠ ભીમજી ગોપાળદાસની સંમત્તિથી ઉલટભર્યો ભાગ લેતા હતા, તેને પણ શેઠ કાનજીએ પોતા તરફ ખેંચી લીધા તેવિષે.

---

## રાગ દેશી.

“ ભેખ ઉતારો રાજા ભરથરી ”—એ રાહ.

વેર ન કરીયે વિપ્રશું, હોય વિશવા જો વાંકજી;—(ટેક.)
હ્રદય વિષે રેમ રાખીયે, જાત જાણીએ રાંકજી.—વેર. ॥ ૧ ॥
સુંપકરો ઝટ શેઠજી, તજી ક્રોધ કલેશજી;

ક્લેશનાં ઘર છે ખાલી સદા, કહું શું હું વિશેષજી.—સંપ૦ ॥ ૨ ॥
બીમાસર ભરપૂરછે, સાત પેઢીની શેઠાઇજી;
ભીમજીભા ભાષણ કરે, રાજી રહે સહુ ભાઈજી.—સંપ૦ ॥ ૩ ॥
કચરા પ્રધાનના કુળમાં, દુલા ધરમસી શેઠજી;
ધીર ગંભીર ગણાય છે, વખણાયછે નેટજી.—સંપ૦ ॥ ૪ ॥
શેઠ વડા સ્વરગે ગયા, ગુણવંત ગોવિંદજી;
સભાની શોભા જેથી થતી, પ્રભુલીલા અનંતજી.—સંપ૦ ॥ ૫ ॥
દામોદર નર બહુ ભલા, તેમજ કરસનદાસજી;
પુત્રને પરણાવી પ્રેમથી, જમણ કરવા કરી આશજી.—સંપ૦ ॥ ૬ ॥
મુળજી લધાના વંશમાં, પીડિયોછે પેલવાનજી;
સામો આવી જયારે ઉભશે, ત્યારે તુટશે હામજી.—સંપ૦ ॥ ૭ ॥
કવિ કવિતા કરી શું કથે, નથી દૈવનો દોષજી;
તડાં પાડિને જુદા જમ્યા, એજ છે અપસોસજી.—સંપ૦ ॥ ૮ ॥

**તડાંની** તકરારમાં નાતને નુકસાન છે; વાસ્તે સહુ ભાઈઓ ભેગા થઈ સંપ કરો ને નાતના કાયદામાં મતફેર થતો હોય તો સુધારો કરો એ સંબંધી સૂચના:—

---

## છંદ હરિગીતની રાહ.

ધરિ હામ કરવા કામ ખરચી દામ દીધાં નોતરાં,
થઈ શૂર ઢાંકી નૂર, હૂરાહૂર આડા શું ફરયા;
વિણનામ ફેરિ ધામ કીધું કામ કોના તાતનું,
જેકાર કર જેકાર કર જેકાર આખી નાતનું. ॥ ૧ ॥
જેને નહિ કરવી સુઝે તે કયમ ભુલે નિજ કાજમાં,
સુખ નથી પણ સૂલે વગર, એ જાણજો જન લાજમાં;
પ્રિય વીર મૂકી ધીર ખોયું હીર પેડી સાતનું,
જેકાર કર જેકાર કર જેકાર આખી નાતનું. ॥ ૨ ॥
નિજ લાભ માટે આભ ફાટે એવડી મેહેનત ધરી,
બહુ વેર કીધાં મેર મુકી લ્હેર શું તેથી કરી;
નિજ નાતનું કલ્યાણ તે કલ્યાણ સર્વે ભ્રાતનું,
જેકાર કર જેકાર કર જેકાર આખી નાતનું. ॥ ૩ ॥

જે હાલ થયા બેહાલ તેમાં ભાળ કોણે નવ કરી,
બહુ ખેંચ કરતાં પેચમાં જર જશ તણી હાણી ભરી;
કરનાં કરયાં લાગે કપાળે, કોઇએ માન્યું નહીં,
કીધી મમત હિંમત થકી, કિંમત ઘટી જગની મહીં. ॥ ૪ ॥

અરે! નાતભાઇઓ? તમો આખી નાતની પરવાનગી લીધા વગર શેઠ ભીમજી ગોપાળદાસ પાસેથી અમુક એક સાધારણ માણસે હિસાબ માગ્યો તેનું કારણ શું? સર્વે ભાઇઓને હિસાબ દેવાની કયાં મનાઈ હતી? પણ તમે આડી વાતે ચહડી ગયા, તે ઠીક ન કરયું. એવી ખોટી મમતથી તો ઉલટી નાતની પાયમાલી છે. તે વિષે સૂચના.

## ભુજંગીછંદની રાહ.

કદી માનવી માનવીથી લડેછે,
કદી માનવી માનવીથી મળેછે;
ન હોએ સદા કાળ સારો નઠારો,
વિત્યા વખ્ત વેરીની વાતો વિસારો. ॥ ૧ ॥
કદી માનવી રાજગાદી બિરાજે,
કદી માનવી દુઃખમાં લાઇલાજે;
ભલાઇ લહે માનવી કોઇ ન્યારો,
વિત્યા વખ્ત વેરીની વાતો વિસારો. ॥ ૨ ॥
વિપત્તિ પડે મુંઢને પાય લાગે,
મળે સંપતી ભૂપતિ મિત્ર જાગે;
સહુ હોય તૈયાર થાતાં ઇસારો,
વિત્યા વખ્ત વેરિની વાતો વિસારો. ॥ ૩ ॥
સમે માનવી મૂઢ મધ્યે સમાયે,
સમે આભથી ઊંચ તે તો ગણાએ,
વડો છે સમો એમ નિશ્ચે વિચારો,
વિત્યા વખ્ત વેરીની વાતો વિસારો. ॥ ૪ ॥
વડા શેઠીઆની તમે વાત કીધી,
વિવેકી થઇને પરીક્ષા ન લીધી,

વડાનો કરે વાદ તે તો નઠારો,
વિત્યા વખ્ત વેરીની વાતો વિસારો. ॥ ૫ ॥
તેની સાથ શોભે ભલા ટોપરાણી,
જેની કચ્છ વૃત્તાંતમાં છે કહાણી;
વસ્યું ગામ તે દી થયો છે સુધારો,
વિત્યા વખ્ત વેરીની વાતો વિસારો. ॥ ૬ ॥
ભણું તે ભુલે માનવી માનધાતા,
ટળે ના લખ્યા લેખ જે કે વિધાતા;
પુરી પ્રીતથી નાતને તુર્ત તારો,
વિત્યાં કહેવત વખ્ત વેરીની વાતો વિચારો. ॥ ૭ ॥
નાતે મરવું નાતે તરવું, નાતે વરવું નાતે ડરવુ.

---

## દોહરો.

હેમ કટારો હાથમાં, લઈ ન હણીએ ધીર;
ખેંચી કંમર બાંધિયે, તો શોભે આપ શરીર. ॥ ૧ ॥

નાતના કેટલાક શેઠીઆ, કાનજી શેઠનો મત જાણ્યા વગર તેમના મતમાં મળી ગયા ત્યારે નાતને હાણી થવાનો સંભવ રહ્યો! શેઠ ખટાઉ ગોવિંદજી પણ તેમાં મળ્યા. શું કરયું?

## ચોપાઇ ત્રિતાળિ.

તમે વિચારી જુઓને વીર, શેઠ બહુ ધરી હતી ધીર;
મેરૂ માઝા જો પોતાની મુકે, શેઠ શુભાઇનું પદ ચુકે!—૧
જેવાં સાગર કેરાં નીર, તેવા ભીમજી ભા ગંભીર,
વીર તેથી છુટા કેમ થઇએ, ચાલી પાન બીજે કયાં જઇએ.—૨
તમે શોભો ભીમાણીની સાથે, માન મુકો છો આપને હાથે;
ચાર શેઠીઆ સાથે થઇએ, એક હાથે તાળિ કેમ લઈએ.—૩
તમને બંધવ આપણા જાણી, ભલા માન રાખેછે ભીમાણી,
પેખો પડીઆ જેવા શુરવીર, હજી કેમ ધરી બેઠા ધીર.—૪
પાસે બેસી તમે કરો વાત, ત્યારે થાશે સુખી નિજ નાત,
ઝટ પ્રેમ પરસ્પર કીજે, સંપ સુલેહનો લાભ લીજે.—૫

## દોહરા.

વાંધા વિપ્ર તમામના, ખેંચી લીધા ખાસ;
પક્ષક પ્રગટ થઇ ગયા, રક્ષક શ્રી અવિનાશ. ॥ ૧ ॥
ન્યાય કરે જો પક્ષ તો, કહો કહાં ફરિયાદ,
નથી સમજતા શેઠજી, દીન જનોની દાદ. ॥ ૨ ॥

પુષ્કરણા જ્ઞાતિના વાંધા સિવાય જ્ઞાતમાં બીજો કોઇ વાંધો હોય એમ લાગતું નથી; છતાં જે કાંઈ વાંધા ઉત્પન્ન થાય છે, તે મજકુર શેઠના પ્રયત્નનેજ આગળ લાવેછે, કે જે વાત વિચારવા જેવી છે, કહેવત છેકે,

વાણીઓ મતો વ્યાજ ખાય, ભાટીઓ મતો ખોડ અડાય;
બ્રાહ્મણ મતો નતડા પાય, ને ગોધો મતો ધુડ ઉડાય !

---

## ચાબખા.

" પ્રાણિઆ ભજી લેને કિરતાર "—એ રાહ.

કુડી મમતમાં કેમ ખેંચાણા ને, કોણે પાડીછે ભીડ,
સિંધમાં સુલેનો વાવટો ઉતરયો, હાથે મરણા મીર.
આતો હાથે મુંઝાવ્યું હીર, નહિતો વીમાસશો સહુ વીર–( ટેક )

રાવણ સરખા મરી ગયાતે,
મમતે ખોયાં સીર;
ઇતિહાસોમાં દાખલાવાંચો,
મુકો મમત નરવીર;—આતો હાથે૦ ॥ ૧ ॥
તુંગો તમાચી ને મુળવો મરાણા,
હાલો ને બીજો હમીર;
ખાલી મમતમાં માથાંજ ખોયાં,
તેને પીવાને ન જડયું નીર;—આતો હાથે૦ ॥ ૨ ॥
સંપ થકી સહુ સારૂંજ થાશે,
વિચારીએ શૂરવીર;
દેશ પરદેશે આબરૂ વધેને,
સુખીજ રહે શરીર;—આતો હાથે૦ ॥ ૩ ॥
કાગળ ઉપર કેટલુંક લખીએ,
વાતો ઘણી છે ગંભીર;

સારનો સાર કહ્યો સહજ રીતે મેં,
જુઓ ધરીને ધીર.—આતો હાથે૦ ॥ ૪ ॥

## દોહરો.

કારણ શું છે શેઠજી, કોનો હતો ગરાસ;
વણ કારણ વઢતાં અરે, નિશ્ચે થશો નિરાશ. ॥ ૧ ॥

---

નાતનો વિસ્તાર મોટો છે. વિસ્તાર વાળા સમુદાયમાં વિચારોની ભિન્નતા પણ હોય. તેમ છતાં સંપત્તિવાન શ્રીમંતોનો તો ધર્મ છે કે, જેમાં સહુનું હિત સમાયલું હોય તે કામ કરવું. આ પ્રાચીન કાળનો નિયમ છે. એ ઉત્તમ માર્ગને અનુસરી નવી તકરારો દુર કરો ને નાતનું શ્રેય થાય તેવા ઉપાય કામે લગાડો.

## ઇંદ્રસભાની રાહ.

કોઇનો વિચાર ભલે શેઠીઆ લડે,
કોઇનો વિચાર મારે હાથ ક્યાં પડે. ॥ ૧ ॥
કોઇનો વિચાર સારૂં દેખી રાજી થાય,
કોઈનો વિચાર હૃદો રોષથી ભરાય. ॥ ૨ ॥
કોઇનો વિચાર સહુ એકઠા જમે,
કોઇનો વિચાર ખર્ચવું તે ના ગમે. ॥ ૩ ॥
કોઇનો વિચાર વખ્ત ક્યાંથી આવશે,
કોઇનો વિચાર દ્રવ્ય હાથથી જશે. ॥ ૪ ॥
કોઇનો વિચાર પુત્ર ક્યાં વરાવશું,
કોઇનો વિચાર પુંજિ પારકી ધસું. ॥ ૫ ॥
કોઇનો વિચાર શેઠ થૈને હું ફરૂં,
કોઇનો વિચાર ઠીક ચાકરી કરૂં. ॥ ૬ ॥
કોઈનો વિચાર ભલી ભાત જમાડું,
કોઇનો વિચાર તેમનેજ હું નડું. ॥ ૭ ॥
કોઇનો વિચાર કે કલેશ કાપીએ,
કોઇનો વિચાર વીખવાદ થાપીએ. ॥ ૮ ॥

કોઇનો વિચાર સગા ફરી ધારસું,
કોઇનો વિચાર આપ વેર વાળશું. ॥ ૯ ॥
કોઇનો વિચાર અમે શેઠીઆ થશું,
કોઇનો વિચાર અમે ચોવટે જશું. ॥ ૧૦ ॥
એકની અનેક વાત માનવી કરે,
ધાર્યું ઇશનું બનેજ વાદમાં મરે. ॥ ૧૧ ॥

---

## દોહરો.

મોટી સંખ્ય: નાતની જેમાં ઝાઝાં મત્ત;
સંપ વિના થાશે નહિ, કોદિ મહાજન મત્ત. ॥ ૧ ॥
સંપ કરોને શેઠજી, વડા ખટાઉ વીર;
વિપ્રવેર ન વસાવિયે, બીજી શી તકસીર. ॥ ૨ ॥
થયો ખુલાસો નવ ફરે, સહુ હતા સંગાથ;
પક્ષપાત મતલબ તણી, સૌ જાણેછે વાત. ॥ ૩ ॥
બ્રહ્મપુરી આપવી નહિ પૈસા રાખ્યા ઘેર;
તે કારણ કંકાસ કરિ, ખાલી કીધું વેર. ॥ ૪ ॥

ગીતા, ભારત વગેરે ગ્રંથો મધ્યે ભાટીઆની ગણના પવિત્ર ક્ષત્રિયોમાં કરી છે. યદુવંશી ક્ષત્રીઓનો ધરમ છેકે બ્રહ્મકલેશ ટાળવો; ને સહુભાઇઓના મનનું સમાધાન કરવું.

---

## દોહરો.

છીંદાળોના છોકરા, ઓળખ જેની જાત;
પુંઠે ફરી જોતા નથી, વીતી ગઇ જે વાત. ॥ ૧ ॥
છીંકારી છોડી કરી, વસ્યા માંડવી વાસ;
ખુદ મરાણી કાનજી, ઉરમાં છે અભિલાષ. ॥ ૨ ॥
ખરો ખટાઉ શેઠીઓ, મેળવી છેજ સુવાસ;
સુલેહ કરવા સર્વદા, ઇચ્છે છે ચોપાસ. ॥ ૩ ॥
તેમજ સર્વે બંધવો, કરો મિત્રતા સાર;
સાથે કાંઇ ન આવશે, નેતો કરો વિચાર. ॥ ૪ ॥

રણછોડદાસનો પઉતરો, રતનસી જેનું નામ;
વરઘોડા રૂડો બન્યો, કચ્છ માંડવી ગામ. ॥ ૫ ॥
માગસર વદી ત્રીજને, સોમવાર સુખધામ;
નાત જમાડી ચારદિન, રૂડું રાખ્યું નામ. ॥ ૬ ॥
અંધ મંઢના મન તણી, થઇ ન પુરી આસ;
નાતમા નોતરાં ફરી ગયાં, એઠા થઇ નિરાશ. ॥ ૭ ॥
પેલો અંધો કોઢીઓ, બીજો મંઢો મુંઢ;
ત્રીજો કાળો જાણજો, જોગીનો ફરજંન. ॥ ૮ ॥
તેણે મન વિચારીઊં, કરવું આપણે કેમ;
સેવાળા સાથે મળી, બાંધ્યો તેનું એમ. ॥ ૯ ॥
સામાં નોતરાં ફેરસું, જગનસરાને નામ;
નાતનાં કરવાં બે તડાં, ન લે કોઇનું નામ. ॥ ૧૦ ॥
લોકો ત્યાં ભેગા થયા, બાદબાકી કહેવાય;
જયાં હંસોનું જૂથ ત્યાં, ગૂણાકાર ગણાય ॥ ૧૧ ॥
વાડીમાં વીશ્રામ કરે, આનંદ ઓછવ થાય;
મહારાજ પધરાવીને, વૈષ્ણવ કીર્તન ગાય. ॥ ૧૨ ॥
જગનસરા ઝાંખી થઇ, કોઈ નહિ જણાય;
હાથે દાતણ લેઇને, નોતરાં દેવા જાય. ॥ ૧૩ ॥
જગત સૌ હાંસી કરે, શોભા તેથી જાય;
અકલ હીણુ એ આદમી, દેશ દેશ નીં દાય. ॥ ૧૪ ॥
તેથી લાજ ઘટે ઘણી, ખીસાં ખાલી થાય;
અદેખા ઇર્ષા કરે, પાછળથી પસ્તાય. ॥ ૧૫ ॥
બાર બોલથી બાંધશે, માજન મોટા ભૂપ;
કુડા લખીઆ કાગળો, ખોયું પોતે રૂપ. ॥ ૧૬ ॥
મનસુ માને મોટપણુ, બીજાને કરી બોધ;
પોતે તેમ વરતે નહી, એમાં મોટીખોટ. ॥ ૧૭ ॥
છીકારીનાં છોકરાં, માજન થાવા ચાય;
ભટ ભાગરીઆની પેડે, સાદ ફેરવા જાય. ॥ ૧૮ ॥

નામ વગર નોતરા કરે, જમવા કોઇ ન જાય;
સેવાળા સાથેમળી, જગનસરામાં જાય. ॥ ૧૯ ॥
છીંદાળોનાં છોકરાં, ત્યાં બેસીને ખાય;
વેલે બેસી વાડીએ, માજન મલીને જાય. ॥ ૨૦ ॥
ભાત ભાત ભોજન કરે, પાન બીડાં અપાય;
અરજાદી સાથે મલી, ઉમંગ થકી ત્યાં ખાય. ॥ ૨૧ ॥
પાંચ દીન પૂરા થયા, પકવાન ખાવા જાય;
આનંદ અંગે અતિ ઘણો, ખુશી ખુશી બહુથાય. ॥ ૨૨ ॥
માજન મોટા શેઠીઆ, હૈડે હરખ ન માય,
વરને વાજો વાગીઆં, માનુની મંગલ ગાય. ॥ ૨૩ ॥

---

## કચ્છ માંડવીના ભાટીયા મહાજનની જનરલ મીટીંગના ગૃહસ્થો.

શેઠ ગોપાળદાસ માવજી હસ્તે ભીમજી ગોપાળદાસ ભીમાણી.
,, વશનજી કચરાણી હસ્તે ધરમસી મુળજી.
,, આણંદજી વિશરામ હસ્તે દામોદર આણંદજી.
,, રણછોડદાસ ઓધવજી હસ્તે કરસનદાસ
,, જેરામ દામોદર હસ્તે વિશનજી.
,, ખટાઉ મોરારજી.
,, ધનજી દામોદર.
,, કેશવજી પ્રાગજી હસ્તે વલભદાસ.
,, નારાયણદાશ આણંદજી.
,, હંસરાજ ધરમસી.
,, નારાયણજી ધરમસી.
,, ગોપાળ હરી.
,, ભીમજી મુળજી મટાણી.
,, રામદાસ રાઘવજી.
,, ભાણજી રાઘવજી.

શેઠ જેઠા સામજી.
,, હરશરાજ મોરારજી.
,, માવજી ઠાકરસી.
,, નાથા મકન વાળા.
,, રણછોડદાસ દયાળ.
,, રણછોડદાસ કરસનદાસ.
,, ખેતા ભાણજી હસ્તે લખમીદાસ.
,, લખમીદાસ પ્રાગજી.
,, લખમીદાસ હીરજી.
,, ટોપણ લક્ષ્મીદાસ.
,, લાલજી તુળસીદાસ.
,, મોરારજી કેશવજી.
,, ખીમજી કેશવજી.
,, પરશોત્તમ કેશવજી.
,, રણછોડદાસ લીલાધર.
,, ત્રીકમદાસ મથુરાંદાસ.
,, લાલજી દામોદર.
,, ધરમશી રણછોડદાસ.
,, વસનજી રણછોડદાસ.
,, કલ્યાણજી પ્રેમજી.
,, ચતુરભુજ પિતાંબર.
,, જીવરાજ લીલાધર.
,, જેરામ ખીમજી.
,, ગોધુ દેવજી.
,, નેણશી મોરારજી.
,, ગોવંદજી ઠાકરસી.
,, જેરામ લખમીદાસ.
,, હીરજી ખીમજી.
,, નારાયણદાશ ખીમજી.

શેઠ ગોવંદજી ભાણજી.
,, કાળા કાનજી.
,, કાળા નથુઆણી.
,, હેમરાજ હીરજી.
,, પ્રાગજી દામોદર.
,, પરસોત્તમ દામોદર.
,, જેઠા થારાણી.
,, કાનજી કરસનદાસ.
,, હંસરાજ લખમીદાસ.
,, ગોકળદાસ મથુરાદાસ.
,, વસનજી હરિદાસ.
,, વલભદાસ ખેતશી.
,, ચતુરભુજ ખેતશી.
,, ગોવંદજી ચતુરભુજ.
,, હીરજી હરિદાસ.
,, રતનસી લીલાધર.
,, ઊમરશી જેઠાણી.
,, કાનજી કલ્યાણજી.
,, પરસોત્તમ ગોકળદાસ.
,, મોરારજી મુળજી.
,, દામોદર કાનજી.
,, દેવજી સુંદરજી.
,, ત્રીકમદાસ દેવજી.
,, પરસોત્તમ લધાણી.
,, કલ્યાણજી નારાણજી.
,, પ્રાગજી ધનજી.
,, લીલાધર હીરજી.
,, નારાણજી જાદવજી.
,, લખમીદાસ નેણસી.
,, ધરમસી જીવણ.

શેઠ જેરામ દામોદર દારીઆ.
,, કેશવજી માવજી.
,, સુરજી માવજી.
,, પ્રાગજી ખીમજી.
,, વસનજી ઠાકરસી.
,, સુંદરદાસ વલભદાસ.
,, ભીમજી સુંદરદાસ.
,, જેરામ રણછોડદાસ.
,, શીવજી દયાળ.
,, વલભદાસ હંસરાજ.
,, ગોવરધનદાસ ગોકુળદાસ.
,, જાદવજી દામોદર.
,, પરસોતમ કાનજી
,, નરશી સુરજી.
,, હરી હંસરાજ.
,, રણછોડ જાદવજી.
,, જાદવજી વસનજી.
,, મમલા મુળજી.
,, કાનજી કલ્યાણજી.
,, પરસોત્તમ ગોકળદાસ.
,, ખીમજી કાનજી.
,, કાનજી તુળસીદાસ.
,, કરસનદાસ ગોકુળદાસ.
,, દ્વારકાંદાસ દેવજી.
,, ગોકળદાસ શામજી.
,, ભીમજી રામદાસ.
,, પરસોત્તમ માધવજી.

આ શિવાય બીજાં ઘણાં નામો છે પણ લંબાણ થવાથી દાખલ થયાંનથી, માટે સુજ્ઞ જનો માફ કરશે એવી આશા છે.